નિશ્ચય ફેરવ્યો નહિ. તેણે જવાબ આપ્યો કે અરબખાં! હવે હું તે ચિત્રરેખા નથી કે જે એક વખત મૂર્ખ રાજાના હાથનું રમકડું હતી! હું સારી પેઠે જાણું છું કે શરીર એ રોગોને રહેવાનું ઘર છે, એ શરીરમાં જે કાંઇ રૂપ છે તેનાજ તમે ગુલામ છો. મારી પાછળ આટલે સુધી બાદશાહે તમને દોડાવ્યા છે તેનું કારણ માત્ર મારૂં રૂપ છે. જો હું કાલે માંદી પડી રૂપ વગરની થાઉં તો મારૂં શરીર દમડે ઉંટ જેવું સસ્તું થઇ જાય! અરે મ્હારા શરીરને કદાચ બાળનાર પણ કોઇ મળે નહિ પરંતુ હમણાં મ્હેં જેને મારૂં મન અર્પણ કર્યું છે તેના સદગુણ, ત્હેની હૃદયની મ્હારા ઉપરથી આસ્થા અને ત્હેનો મ્હારા ઉપરનો નિર્મળ પ્રેમ, એ બધું જોઇને જ મ્હેં મ્હારૂં મન તેને વેચી દીધું છે. હવે તો હું તમારી સાથે વાત કરતાં પણ પાપમાં પડું છું. હવે હું તેની થઇ ગઇ છું. વધારે શું કહું અરબખાં! મ્હારા હૃદયના ઉંડા ભાગમાં જે પ્રેમતત્વ આટલા બધા દહાડા છુપાઇ રહ્યું હતું તે મ્હેં તેને વેચી દીધું છે, મ્હેં મ્હારૂં સર્વ ત્હેને આપી ત્હેનું મ્હેં, ખરીદી લીધું છે. એ હવે કદી કદી પણ મિથ્યા થાય તેમ નથી. ત્હમારી બધી લાલચોને હું મ્હારા પગ નીચે કચડી નાંખું છું. સત્વર ચાલ્યા જાઓ અને બાદશાહને કહેજો કે: હવે હું મ્હારા પ્રેમીની જ થઇ ગઇ છું.

ચિત્રરેખાના આ શબ્દોએ તે બિચારાને પૂરી નિરાશા આપી. છેવટે ત્હેણે પૃથ્વિરાજને મળી લડાઇ કરવાનો સંદેશો આપ્યો. મહારાજાએ જુસ્સાથી કહ્યું કે: શરણે આવેલાને તો પરમેશ્વર પણ બચાવે છે તો હું તો માણસ જાત છું, વળી ક્ષત્રિય છું, મ્હારો ધર્મ છે કે મારે ત્હેને બચાવવો. યુધ્ધ કરવા હું તૈયાર છું.

૬

બાદશાહ શાહબુદ્દીનને અરબખાંએ ઉપલા બધા સમાચાર પહોંચાડ્યા. અત્યાર સુધી બાદશાહને ચિત્રરેખા ગયાનું જ દુઃખ હતું પણ હવે તો પૃથ્વિરાજ પણ તેનો દુશ્મન થઇ પડ્યો ત્હેનું બીજું દુઃખ થયું. બાદશાહે લડાઇની તૈયારી કરી. વિશાળ સેના સમુદ્રનાં તરંગો પેઠે એક ગામથી બીજે ગામ પડાવ નાંખતી નાગોર આવી પહોંચી. આ તરફ મહારાજા પૃથ્વિરાજ ચોહાણ પણ લડવા તૈયાર હતા. બધા શુરવીર સામન્તોને ભેગા કરી બખ્તર ભર્યાં અને લડાઇ કરવાને તૈયાર થઇ ગયા.

અન્તે ઘનઘોર યુધ્ધ થયું. બન્ને પક્ષના યોધ્ધાઓ પોતાના માનની ધ્વજા દેશ વિદેશમાં ફરકાવવાની લાલસાથી, પોતાના બાદશાહનું અભિમાન રાખી ખુબ લડયા. ગગન મંડળને ભેદી નાંખે તેવા જીવલેણ તોપોએ પોતાના ગર્ભમાંથી એવા જોરથી ગોળા ફેંકવા માંડયા કે અનેક લશ્કરી સીપાઇઓના પ્રાણ ગયા. આકાશ ધુમાડાથી છવાઇ ગયું. રણભુમિમાં લોહીની નદીઓ વહેવા લાગી. જોતજોતામાં અનેક સિપાહીઓ રણભુમિમાં શાંત નિદ્રામાં ઘોરતા જણાવા લાગ્યા. છાતી ફાડી નાંખે તેવો દેખાવ થઇ રહ્યો, યુધ્ધ ચાલતું જ હતું. એટલામાં એક લશ્કરી ટુકડીનો નાયક મીર હુસેન તલવાર વડે અનેક દુશ્મનોની છાતી ચીરી નાંખતો આમ તેમ ઘુમવા લાગ્યો. ક્ષણ વારમાં એક બંદુકની ગોળી ત્હેની છાતી વીંધી આરપાર નીકળી ગઇ. તે ઘોડા ઉપરથી નીચે પડયો, તેને તરત જ ઉપાડી છાવણીમાં લઇ ગયા. પણ આ ભયંકર સમાચાર લશ્કરમાં ફેલાતાં જ મહારાજાના લશ્કરને બમણું શુર ચડયું તેઓએ એવો ધસારો કર્યો કે શાહબુદીનના લશ્કરને ચીભડાં પેઠે જમીનદોસ્ત કરી દીધું અને ૨૦૦૦ લશ્કરને કાપી નાંખ્યું. ત્યારે ચોહાણ રાજના ફક્ત ૧૩૦૦ સિપાહીઓ જ મરાયા. બાદશાહ હાર્યો અને તરતજ તેના લશ્કરે ન્હાસવા માંડયું. શહાબુદીનને કેદ કર્યો અને તેને બાદશાહી માન આબરૂથી નજર કેદ રાખ્યો. પણ ત્હેને એવું નહોતું જણાતું કે તે કેદમાં છે. તેને બાદશાહી છુટ બક્ષવામાં આવી હતી

૭

શાહબુદીન કેદ તો પકડાયો. મહારાજને એક તરફથી હર્ષ તો થયો પરંતુ કોમળ કુસુમ ચિત્ર